Gujarat Samachar - Page 14
Ahmedabad - Dt.: 07/07/2016

ગુજરાત

અમદાવાદની જામા મસ્જિદમાં સવારે ૯ થી ઈદની નમાઝ

## ઈદ-ઉલ-ફિત્રની આજે ઉલ્લાસપૂર્વક ઉજવણી કરાશે

અમદાવાદ, બુધવાર

પવિત્ર રમઝાન માસ પૂર્ણ થતાં અમદાવાદ સહિત રાજ્યભરમાં આવતીકાલે ઈદ-ઉલ-ફિત્રની ઉલ્લાસપૂર્વક ઉજવણી કરવામાં આવશે. બુધવારે સાંજથી જ મુસ્લિમ બિરાદરોએ એકમેકને ઈદ મુબારકની શુભેચ્છા પાઠવવાનું શરૂ કરી દીધું હતું. રમઝાન ઈદ નિમિત્તે અમદાવાદના શહેર ઈદગાહમાં ૮:૩૦ વાગે અને શહેર જામા મસ્જિદમાં ૯ વાગે નમાઝ અદા થશે.

### છેલ્લી ઘડીની ખરીદી માટે બજારમાં ભારે ભીડ : મસ્જિદો રોશનીથી ઝગમગી ઉઠી

બુધવારે રાત્રે શહેરની ધરોહર સિદી સૈયદની જાળી તેમજ અનેક મસ્જિદો રોશનીથી ઝગમગી ઉઠી હતી. આ ઉપરાંત છેલ્લી ઘડીની ખરીદી માટે અમદાવાદના બજારોમાં પણ મોડી રાત સુધી ભારે ધમધમાટ જોવા મળ્યો હતો. છેલ્લા એક માસથી મુસ્લિમ સમાજના ભાઈઓ-બહેનો-બાળકોએ રોજા રાખી ઈબાદત કરી હતી. ઈદ એ મુખ્યત્વે અરબી શબ્દ છે અને ફિત્રનો અર્થ થાય છે ઉપવાસ તોડવો. રમઝાન માસ દરમિયાન મુસ્લિમ બિરાદરો કુરાને શરીફ વાંચીને જીવનમાં ઉતારવાનો પ્રયાસ કરે છે. અગાઉ એક તબક્કે સતત બીજા વર્ષે જગન્નાથજીની રથયાત્રા-રમઝાન ઈદનો તહેવાર સાથે આવવાનો સંયોગ સર્જાય તેવી સંભાવના સર્જાઈ હતી.

રાષ્ટ્રીય અવામી અન્જુમન એજ્યુકેશન ટ્રસ્ટે ઈદ મુબારક પાઠવતા જણાવ્યું હતું કે 'શહેરની વિવિધ ૮૦ મસ્જિદમાં સવારે ૬:૩૦થી સવારના ૧૦ સુધી ઈદની નમાઝ પઢવામાં આવશે.' જમાલપુરમાં આવેલી નગીના મસ્જિદમાં સવારે ૭:૪૫, વિક્ટોરીયા ગાર્ડન સામે આવેલી જુની જામા મસ્જિદ, શાહઆલમમાં આવેલી શાહી મસ્જિદમાં સવારે ૮:૦૦, જમાલપુરમાં આવેલી કાંચની મસ્જિદમાં સવારે ૮:૧૫, પીરાણામાં આવેલી ઈમામ શાહી મસ્જિદમાં સવારે ૮:૫૫ અને પાનકોરનાકામાં આવેલી શહેર જામા મસ્જિદમાં સવારે ૯:૦૦નો નમાઝનો સમય રહેશે.

### અમદાવાદમાં આગામી શનિ-રવિ ભારે વરસાદની આગાહી

અમદાવાદ, બુધવાર

અમદાવાદમાં સતત બીજા દિવસે મેઘરાજાએ વિરામ લીધો છે, જેના લીધે સંતોષકારક વરસાદનો નાગરિકોનો ઈંતેજાર વધારે લંબાયો છે. હવામાન વિભાગની આગાહીને વિશ્વસનીય ગણવામાં આવે તો અમદાવાદમાં આગામી શનિવાર-રવિવાર દરમિયાન મધ્યમથી ભારે વરસાદ પડી શકે છે. આ ઉપરાંત આગામી બે દિવસ દરમિયાન ઝાપટાંની આગાહી કરવામાં આવી છે. આજે રથયાત્રા છે ત્યારે અમીછાંટણા થશે તેવા અરમાનો પર પણ પાણી ફરી વળ્યું હતું.



આજની એટલે, તા. ૦૭-૦૭-૨૦૧૬ની, ગુજરાત સમાચારની અમદાવાદ આવૃત્તિમાં ૧૪માં પાના ઉપર મુસલમાનો દ્વારા ઈદ માનવના ખબર છાપેલ છે. જુવો જોડેલ એ લેખનો ફોટો. તેમાં અમદાવાદની વિવિધ મસ્જીદોમાં નમાઝનો સમય જણાવેલ છે. મહત્વની વાત અહીં એ છે કે અમદાવાદની મસ્જીદોમાં પીરાણાની ઈમામશાહની મસ્જીદમાં પણ નમાઝનો સમય જણાવેલ છે, જે સવારના ૦૮:૫૫ નો છે.

*માટે જે સતપંથી મુસલમાન ભાઈઓ / મૂળ મુસલમાન ભાઈ / ઈમામ શાહના સાચા રૂપને જાણીને તેના અનુયાયી બન્યા છે, તેમને ઈદ મુબારક.*

પણ જે લોકો ઈમામ શાહને હિંદુ ધર્મના પ્રચારક તરીકે માને છે, તેને ખરે ખર આંખ ઉગાડવાની જરૂર છે. શું એ ભાઈઓ પોતાનેજ એક સવાલ ન કરી શકે કે.... જો ઈમામશાહે હિંદુ ધર્મનો પ્રચાર કર્યોજ હોય, તો પહેલાં તો પોતે એ ધર્મ પાળે અને કમ સે કમ તેના પોતાના વંશજોને પણ એજ ધર્મ પળાવે. બીજી બાજુ આપણે સૌ જાણીએ છીએ કે ઈમામશાહના વંશજો તો હમેશા મુસલમાન ધર્મજ પાળતા આવ્યા છે. આનો અર્થ એમ થાય કે ઈમામશાહે મુસલમાન ધર્મનોજ પ્રચાર કરેલ છે.

હાલમાં સતપંથના અનુયાયીઓની મોટી સંખ્યા પોતાને મુસલમાન તરીકે ઓળખાવવા તૈયાર નથી. આ વાત હાલના સતપંથ ધર્મના પ્રચારકો ખુબ સારી રીતે જાણે છે. માટે તેઓની મજબૂરી

છે કે સતપંથ ધર્મને હિંદુ ધર્મનો ભાગ બતાવો. માટે ઈમામશાહને મહારાજ બનાવ્યા અને તેમને હિંદુ રૂપ આપ્યું. ટૂંકમાં હિંદુઓને છેતરવા "તાકિયા" તો ઉપયોગ કર્યો.



તમે પોતે વિચારો કે કોઈ દિવસ અકબર કે બાબરને હિંદુ કહેવામાં આવ્યા? ના... તો પછી ઈમામશાહને હિંદુ મહારાજ જેવા ઉપનામો આપીને આ લોકો શું કરવા માંગે છે? સ્વાભાવિક છે કે આપણને છેતરવા જ. એ લોકોને પોતાની દુકાન ચલાવી છે અને આપના ધર્માદાના પૈસાથી જલસા કરવા છે. માટે હવે આપ પોતે વિચારો કે હજી કેટલા દિવસ આપણે છેત્રાશું? આવીજ રીતે છેતરાઈરીને હિંદુમાંથી ખોજા, વોહરા અને મોમના થઇ જવાના ઘણા દાખલાઓ છે. કેટલા દિવસ આપણે સચ્ચાઈથી મોઢું ફેરવતા રહેશું? દુનિયા ઈમામ શાહની કબરને દરગાહ જ માને છે, તો પણ તેને સમાધિના નામે આપણે જ છેતરાઈ છીએ. દુનિયા છેતરતી નથી. સતપંથને હિંદુ ધર્મ તરીકે માનનારા લોકો જ છેતરાય છે, તે નક્કી વાત છે. માટે આજે જો આપણે હિમ્મત નહિ કરીએ તો આવતી કાલે આપણી પીઢી આપણને કદી માફ નહિ કરે.

સતપંથના પ્રચારકોની પોલ ખોલનાર લોકોને ગમે તેમ ચીતરશે. તમને ગમે તેવી લાલચ આપશે. સતપંથ ધર્મ ફળે છે ને હિંદુ ધર્મ નથી ફળતો તેવી વાહિયાત વાતો પણ કરશે. તો એ વાત સાચી હોત તો પાકિસ્તાન અને ભારત સાથે આઝાદ થયાં છે, આજે ભારત દુનિયાની ટોચ પર છે જયારે પાકિસ્તાન દિવસો દિવસ ખાડામાં ઉતરતું જાય છે. માટે ખોટી લાલચો, અમરાપુરી/સ્વર્ગની લુભામાની વાતોમાં ન ફસાજો. પોતે અને પોતાના પરિવારને ગૌરવથી જીવવું હોય તો તે માટે યોગ્ય વિચાર પોતેજ કરજો, અને સાચા હિંદુ ધર્મને ઓળખજો....

**એજ નમ્ર વિનંતી સહ.**

લી. રીયલ પાટીદાર